ॐ श्री महावीराय नमः ।

# ત્રીમાસીક ત્રીજી સભા તથા વારષિક સભાનો અહેવાલ.

શાલ ૧૯૭૯ ના ભાદરવા શુદ ૧૫ તા૦ ૨૪-૯-૨૩ ને દીને શા૦ મંકુ ભાણાજીના પ્રમુખપણા નીચે વાર્ષિક જનરલ સભા મળી હતી તેમા પચાશેક ગૃહસ્થો હાજર હતા.

શા૦ લલ્લુભાઇ રાયચંદ તરફથી શા૦ મંકુ ભાણાજીને પ્રમુખ તરીકે નીમવાની દરખાસ્ત મુકી હતી તેને શા૦ રામચંદ ભીખાજીએ ટેકો આપ્યો હતો

શા૦ મગનલાલ દુલભજીએ સ્થાનીક કાર્યવાહક કમીટી તરફથી તૈયાર કરેલો ઉન્નાતના માર્ગ એ લેખ વાંચી સભળાવ્યો હતો.

શા૦ મગનલાલ દુલભજી તરફથી મંડળનો આ સાલનો અહેવાલ તથા હીસાબ રજુ કરવામાં આવ્યો હતો.

શા૦ નાથુભાઇ ગોવીંદજી તરફથી ચુટણી નવા વરસની કરવા માટે દરખાસ્ત મુકાઇ હતી તેને શા. રાયચંદ ભીખાજીએ ટેકો આપી પોતાનો અભીપ્રાય આપ્યો હતો તે સભાએ મંજુર રાખ્યો હતો.

શા૦ રતનચંદ રામચંદે દરખાસ્ત મુકી હતી કે બહાર ગામના મેમ્બરો ચુટવા જોઇએ તે ઉપરથી મંડળે ઠરાવ કર્યો હતો કે અત્રે એક બારમાસીક જનરલ સભા ભરવી. બીજી સભા બહારગામ પ્રસંગોપાત બને તો બે ત્રણ સભા ભરવી.

શા૦ લલ્લુભાઇ રામચંદ તરફથી દરખાસ્ત મુકાઇ કે મંડળનું લવાજમ ઘટાડવુ તે ઉપર વોટ લેતા વધુ મતે રૂ. ૩) ત્રણ રાખવા ઠરાવ થયો તેને શા૦ મગનલાલ દુલભજીએ સુધારો મુક્યો હતો કે જો મુદલ રકમમાથી ખરચાય તો આવતે સાલ ફેરફાર કરવો. તે સુધારો સરવાનુમતે પસાર થયો હતો.

પ્રમુખ શા૦ મંકુ ભાણાજી સહી દા૦ પોતે

•

# ઉન્નતિના માર્ગે—

મહાન ઉપદેશકો કહેતા આવ્યા છે કે,—

જનની જણ તો ભક્ત જણ, કા દાતા કા શૂર,
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

આ ઇશ્વરી આદેશ રૂપ ઉપદેશ સંક્ષિપ્ત રૂપમાં હોવા છતાં કેટલો રહસ્ય પૂર્ણ છે ! ભક્તિ, દાતાપણુ અને વીરતા એમાનુ પ્રત્યેક ગુણનુ સ્વરૂપ જોતા તેના પેટમા અનેક સદ્ગુણોનો સમાવેશ થયેલો જણાશે આ દિવ્ય અંતર સંપત્તિઓજ બાહ્યસ્થૂલ સંપત્તિઓની અપેક્ષાએ અધિક આનંદપ્રદ, કલ્યાણપ્રદ, અને અનેક જન્મો સુધી મનુષ્યો સાથે રહેનારી અને સત્ય શ્રેષ્ટ ઉન્નતિએ ચ્હડાવનારી છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેની પ્રાપ્તિનો આધાર આ અંતર સંપત્તિઓ ઉપર રહેલો છે, ફક્ત સ્ત્રીઓ માટેજ નહિ, પણ પુરૂષ વર્ગને સંપૂર્ણ લાગુ પડતો ઉપલો ઉપદેશ જાણતા કે અજાણતા જે દેશમાં, પ્રજામા કે જ્ઞાતિમા જેટલો સમય અને જેટલા પ્રમાણમા પ્રસરેલો છે, તેટલો સમય અને તેટલા પ્રમાણમા તે ઉન્નત દસા ભોગવતી રહી છે, જયારે તેના પાલન વિનાની પ્રજાઓ નિસ્તેજ નિર્માલ્ય અને અનેક રીતે હિનતામાં રહીને પ્રથમનુ પ્રાપ્ત સત્વ ગુમાવી બેઠા છે. આપણી જ્ઞાતિમાં પણ આ અંતર સંપત્તિના અભાવેજ જેમ નાચી જમીનમા જળ પ્રવેસ કરે તેમ અનેકવિધ દુર્ગુણોનો પ્રવેશ જોવામાં આવે છે.

આ ખીલવણી થવામાં ઉપયોગના અન્ય અનેક સાધનો નીકળી

આપવા સુલભ છે પરંતુ જ્યારે પોતેજ એ સદ્‌ગુણોના આદર્શરૂપ હોય અન્યને ઉપદેશ વડે તથા કાર્ય વડે તે તરફ દોરનાર પ્રતિબંધુઓ તે તરફ નીકળી પડે તોજ સુગમ છે, નહિ તો ઘણુજ દુર્લભ છે, પોતે દુર્ગુણી અને દુરાચારી હોય બીજાને દુર્ગુણોથી દુર રહેવા ઉપદેશ કરે તો તે બીજા ઉપર કેટલે અંશે પ્રભાવ પાડી શકે? અર્થાત તેનો પ્રભાવ લેશ કિંચિત પણ પડવા સંભવ નથી

પોતાથી ઉતરતા મનુષ્યોનું હિત કરવામાં પોતાનું, પોતાની જ્ઞાતિનું અને પોતાના દેશનું વ્યવહારિક અને આધ્યાત્મિક હિત રહેલું છે એ હિત કાંઇ ઉપર ઉપરના નટખટ દેખાવો કર્યા કરી, અંદર ખાનેથી લોભ અને સ્વાર્થ પરાયણ ભાવના કરવાથી થનાર નથી પરંતુ હરેક વ્યક્તિ પ્રત્યે શુદ્ધ પ્રેમ અને સાહાય્ય ધારણ કરીને તન, મન, અને ધનની આહુતી માનવસેવાના મહા યજ્ઞમાં હર્ષભેર અર્પવાથીજ થઇ શકશે આગેવાન ઉપદેશ આપણી જ્ઞાતિના કહેવાતા નેતાઓ પાસે જઇ કરીશું તો તેઓ સ્પષ્ટજ જવાબ આપશે કે " અરે આ તો હમારા નાશનોજ ઉપાય કહયો, નગરનો નાશ અને ઉધારની ઉન્નતિ હમારે નથી જોઇતી, જ્યાં સુધી આપણી જ્ઞાતિમાં આવી અજ્ઞાનતા જોવામાં આવે છે, ત્યાં સુધી હું ખાત્રીથી કહું છું કે આપણી જ્ઞાતિની ઉન્નતિનો સ્વપ્ન પણ વિચાર રાખવો તે નિરર્થક છે.

દાખલા તરીકે એક બીજને વાવવું તે મૂળ રૂપે તો નાશજ જણાશે પણ તે નાશનું મૂળ છે? અલબત નથીજ પણ તે એવા અનેક બીજોને ઉત્પન્ન કરનાર વસ્તુ છે, તેજ બીજના ભોગથી

બીજા એવાં અનેક બીજોની ઉત્પત્તિ થશે અને તેના નાશને બદલે અભિવૃદ્ધિજ થશે. તેવીજ રીતે એક મનુષ્યના ભોગથી બીજા હજારો મનુષ્યોના ભોગથી બીજા હજારો મનુષ્યોના કલ્યાણ અર્થે તે કાર્ય કરી શકશે આ સાધારણ દાખલો સમજાય તેવો નથી, સમજાય તેમ હોય તો મારી મા ા જ્ઞાતિ બંધુઓને એટલીજ અભ્યર્થના છે કે જવા દો હવે તે બધી અજ્ઞાનતા ( દ્વેશ, કપટ, ઇર્ષા, વિ શત્રુઓ ) અને થવા દો એ તમારા તન મન, અને ધનને દીન સેવા રૂપી યજ્ઞની આહુતિ ( બ તૃભાવ ) ખીલવા દો તમારામા રહેલાં અમાપ સામર્થ્ય જુઓ કે પરીણામ શુ આવે છે ?

દુનીયામાની દરેક ઉન્નત જ્ઞાતિએ આ સત્ય પથનુજ અવલબન કર્યુ છે એવુ દરેક મહત્ કાર્ય આ મહા નિયમના ખરેખરા પાલનનાજ ફલ રૂપેજ પ્રગટેલુ છે હે સર્વવ્યાપક પરમાત્મન ! આ સત્ય સમજણ અને તેમ થા ઉદ્ભવતાં મહત્ પરિણામોની કલ્પના મારા મોહવશ જ્ઞાતિ બધુઓમા ઉપજાવો.

આપણી નાની સરખી જ્ઞાતિમા જરા દૃષ્ટિ ફેકીશુ તો તેમા ઘણા ગોળ અને વાડા માલમ પડશે તે બધા કુસુપ અને અભીમાનાદિ દુર્ગુણોને તિલાજલી આપી બધુઓ પરત્વે બધુભાવજ રાખવો ઉચિત છે. આનુ અવલબન થશે ત્યારેજ આપણી ઉન્નતિ જોવા ભાગ્યશાળી થઇશુ.

કોઇ કહેશે કે આ સદ્ગુણો મેળવવા ઘણા કઠણ છે, પણ તેમ ધારવુ તે આપણી ભુલ છે ગમે તેવી અવસ્થામાં આણુણો ખીલવી શકાય તેમ છે માત્ર માણસમા રહેતા ભ ને લીધેજ અસારને સારરૂપ અજ્ઞાનને જ્ઞાનરૂપ અને અસુખને સુખરૂપ માની લેવાય છે.

આ અંતર સંપત્તિઓ અથવા સાદી અને સરળ ભાષામાં કહીયે તો આ ગુણો જ્ઞાતિમાં ફેલાવવા માટે કયે માર્ગે વિચરવું જોઇએ.

પ્રથમ તો તેમ કરવા ઇચ્છનારે પોતાનામાંજ તે સંપત્તિ ખીલવવી જોઇએ, પણ પોતાનામાં આ ગુણો ખીલવવા માટે પ્રથમ પગથીયામાં શાળામાંનું શિક્ષણ માબાપ તરફનું યા આસપાસનું વાતાવરણ, સમાજો અને સમેલનોની જરૂર છે આ વિષયો ઉપર લખવા બેસીયે તો તેને માટે ઘણાં પાના ભરી શકાય માટે યોગ્ય અનુકુળ સમયે તે વિષય જુદા ચર્ચવાના ઇરાદાથી તેમને આની સાથે ભેળવી આ લેખ લંબાવવા માગતો નથી. ટુંકમાં એટલુંજ કહેવાનું કે પોતાનામાં આ અંતર સંપત્તિયો ખીલવી તે વડે સુશોભિત થએ સ્વજીવનનો નિષ્કામ પણે પરહિતમાં વ્યય કરવો જોઇએ

જેમ એક બીજનો નાશ થવાથી અન્ય અનેક બીજો ઉત્પન્ન થાય છે, તેમ સ્વજીવન રૂપી બીજનું લોક સેવારૂપ રસાળ ભુમિમાં વાવેતર કરીને તે જીવનના તનમન અને ધનરૂપી બાહ્ય સ્વરૂપનો એ ભુમિમાંજ વિનાશ થવા દઇને તે વડે એવા બીજા અસંખ્ય જીવનો બનાવવાની કુદરતને તક આપવી જોઇએ આ પ્રમાણે જે અગણીત બીજો ઉત્પન્ન થશે અર્થાત બાહોશ યુવાનો પ્રગટ થશે તે આખા સમાજને સુધારવા શક્તિમાન થશે

એકાદ જણ બીચારો શું કરી શકે તે ઉપલી હકીગતથી સમજી શકાય તેમ છે બિચારો કોઇ છેજ નહી જો સમજો તો શરીર રૂપી અમુલ્ય વસ્તુ અને મનરૂપી ચિંતામણી દરેકને પ્રાપ્તજ છે વળી મહાનથી મહાન ધનરૂપ પરમાત્મા સત્તા પણ પોતાના અંતર સામર્થ્ય સહીત દરેકના અંતરમાં આત્મા સ્વરૂપે બિરાજમાનજ છે તેથી

મહત્તાની ખબર નથી અને પોતાના ક્ષુદ્ર અહંત્વ મમત્વરૂપ પડદાઓને ખસેડી દીધા નથી તથા તે પરમાત્મ દેવનો પ્રકાશ પોતાના હૃદય પર પડવા દીધો નથી ત્યાં સુધી તે બિચારાપણું રહી શકે તેમ છે

ઇતિહાસમાં જરા ધ્યાનની દૃષ્ટિથી જોશો તો ઘણાઘણા મહાન પુરૂષોએ કેવા દરિદ્ર સંયોગોમાંથીજ આગળ વધી અસામાન્ય યોગ્યતા અને મહત્તા મેળવી છે તે જણાઇ આવશે આ બધું માત્ર પુરૂષાર્થ વડેજ મેળવી શકાયા તે ઉપરથી મનુષ્ય શી વસ્તુ છે, તે સહજ-માંજ સમજાશે

માટે મનુષ્ય હૃદયમાં રહેલ આડા પડદા જેવા કે નિર્વાહમાં આધારનો અભાવ, સત્પ્રવૃત્તિની અધિરતા યથાસાધન યથાશક્તિ કાર્યવાહકતાનો અભાવ, અને જ્ઞાતિમાંના જુદા જુદા મનુષ્યોની ખરેખરી સ્થિતિ અને આવશ્યકતાઓ સમજવાની અશક્તિ કે બેપરવા વિગેરેને દૂર કરી આ લેખમાં આગળથી બતાવેલ અંતરંગ સંપત્તિ કેળવી સત્ય પંથના સૂચક થઇ પડો તેજ આ હિત સેવકની યાચના છે અને ત્યારેજ આ સેવક પોતાને આ શ્રમની કાંઇ સાર્થકતા થઇ છે તેમ સમજશે, નહિ તો ભેંસ આગળ ભાગવત જેવું તો ખરૂંજ



૬

# સ્ત્રીઓનું ખરૂં ભણતર અને જ્ઞાતિ સુધારણા.

એક જણે કહ્યું છે કે આપણે આજકાલ એટલી દોડમ દોડ કરીએ છીએ કે આપણે શાંતિથી મઝા કરવાનો વખત બચાવી શકતા નથી આજની પ્રવૃત્તિઓ તો વિજળીના વેગથી ચાલે છે તેથી આપણે સહેજ જોઇ જઇએ કે આપણે શું શું વિસારી ગયાં 'જ્ઞાતિ સુધારણા'મા કાંઇ એવો ખ્યાલ આવી જાય છે કે કાંઇક 'પરોપદેશે પાંડિત્યમ્' આપણે કરવા બેઠા છીએ. આમાંનુ કાંઇ નથી. આપણા આચાર વિચાર કેમ સારા થાય, આપણે સાદું અને પવિત્ર જીવન કેમ ગાળીએ એવાએવા વિચારોજ કરવા આપણે બેઠા છીએ. દરેક માણસ પોતાનોજ વિચાર કરે અને બીજાની ભુલો સોધવામાં વખત ન ગુમાવે તોજ આપણી જ્ઞાતિને સુધારી શકીશું. અરે, જ્ઞાતિના સડા આપોઆપ દૂર થશે

હવે એક બીજી વાતનો વિચાર કરીશુ. "સ્ત્રીની ઉન્નતિ એટલે શુ ? અવનતિ થઇ હોય તોજ ઉન્નતિનો પ્રશ્ન ઉઠે હિંદુસ્તાનમાં ચોતરફ ફરતા મે જોયુ છે કે જે ખળભળાટ ચાલી રહ્યો છે તે ખળભળાટ આકાશ માંહેના નાના વાદળ જેવડો છે. કરોડો સ્ત્રીપુરૂષોને એ ખળભળાટનું ભાન નથી. ૮૫ ટકા સ્ત્રીપુરૂષો પોતાનું નિર્દોષ જીવન આપણી હીલચાલોથી અલિપ્ત રહી ગાળ્યા કરે છે. હું માનુ છુ કે જો ભગિની સમાજની બેનો આ ૮૫ ટકા જીવનનો સારો અભ્યાસ કરે તો આ સમાજની કાર્ય રેખા બહુ સુંદર રીતે ઘડી શકે. ખરેજ આપણા સુધારકો ભણેલાજ વર્ગની નજરથી બધું કામ કરે છે. ભાગ્યેજ તેમને વિચાર આ ૮૫ ટકાના જીવનનો આવે

છે. અને તેથીજ ઘણે ભાગે તેઓ નાશીપાસ થાય છે. આપણે સ્ત્રીઓનો વિચાર કરવા બેઠા એટલે ઘણેભાગે તેઓને આમ ભણાવો, આમ કરો, તેમ કરો, એવી વાત કરવા મંડી પડીયે છીએ. ભણાવો એ વાત ખરી પણ શુ ભણાવવુ? 'ભણે અને ગણે નહી' એવુ ભણતર આપવુ? કેવી નિશાળોમાં ભણાવવુ? આવી બાબતનો વિચાર આપણે કર્યોજ નહી આ તો નિશાળના ભણતરની વાત. પણ બીજી કોઇ રીતે આપણે આપણો ગૃહસંસાર સુધારી શકીએ કે? આપણા ઘરનુ વાતાવરણ સ્વચ્છ અને પવિત્ર કરી દઇએ એ ખરી કેળવણી નહી? એ વાત આપણી ધ્યાન બહાર ગઇ એટલે આવા ઉપલકીયા વિચારો વ્હેલ વહેલા ખંખેરી નાખવા જોઇએ? પછીથી આપણે વિચાર કરવા બેસીએ કે આપણે આપણી સ્ત્રીઓને સારી ગૃહણીઓ કેવી રીતે બનાવી શકીએ?

એક દિવસ મે એક બેનનો લેખ વાચ્યો. તેમાં તેણે એક સ્વપ્નનો ચિતાર આપ્યો હતો 'સ્ત્રીઓ પુરૂષનુ રમકડું' અથવા છોકરાં ઉત્પન્ન કરવાનુ સાધન' આવુ કાઇક વાચતા વાચતા આંખ મીંચાઇ. સ્વપ્ન શરૂ થયુ કુસુમપુર અને કનકપુર નામનાં બે શહેર તેણે જોયાં. કુસુમપુરમા સઘલે ફુલફુલ, વ્યવસ્થા, સ્વચ્છતા, કનકપુરમાં પૈસાના ઢગલા, બધે અવ્યવસ્થા, ગંદકી એ તો ઠીક પણ આ બધી વાતો એણે પુરૂષ અને સ્ત્રીઓના હકો સરખા છે, એ બતાવવા લખેલી આ બેનને તે વખતે એવુ નહી જણાયુ હોય કે આ કુસુમપુરની મૃદુતા, સૌંદર્ય, વ્યવસ્થા, સ્વચ્છતા કનકપુરમાં ભરી દઇએ તો, શી ખુબી આવે એટલે જ્યારે આપણે સ્ત્રીઓની વાતો કરીએ છીએ ત્યારે આપણે તેમના સરખા હકોની વાત નથી

કરતા. પણ તેઓ પુરૂષના દરજ્જાના હોઇ દંપત્તિની અપૂર્વ જોડીની વાત કરીએ છીએ. સ્ત્રીઓ ચોપડા ફાડે તેના કરતાં તેમને હમે શની રહેણી કરણી શીખવવાની જરૂર છે આમાજ આપણી શોભા છે. ઘણાએ પુરૂષો એવા છે કે જેઓ બહાર મહા ડોળથી ફરે છે પણ તેમનુ ઘર જુઓ તો અવ્યવસ્થાથી ભરેલુ હોય ઘરમા ચીજો જેમ તેમ પડેલી હોય કોઇ કહેશે ' આમા તે શુ કહ્યુ ? આ ચોકખાઇની વાત તો આંધળાનેય સુઝે એવી વાત કહી ' હા, પણ આમાજ આપણે ભુલ ખાઇએ છીએ, આવી નાની બાબતો ઉપર લક્ષ આપવામાજ ખરૂ ભણતર છે એકવાર એક મહાન ફ્રેંચ તત્વજ્ઞાનીએ એક જણને કહેલુ ' તમારી આજુબાજુની વસ્તુઓ સ્વચ્છ રાખતા પહેલુ શીખો પછી બીજો પાઠ ' આ ટુંક શીખામણમા આ મુદ્દાની વાત આવી જાય છે અહી એક દલીલ, એવી થાય છે કે ઘણુ કામ હોવાને લીધે સ્ત્રીઓ આવી બાબત ઉપર લક્ષ આપવાને નવરી નથી હોતી આ ભ્રમણા છે મને લાગે છે કે, આપણે લેકોએ કમાવવાનો બોજો સ્ત્રીઓ ઉપર નાખ્યો છે, તેથી આપણે દ્રોહીબન્યા છીએ ગમે તેમ કરી આપણે હાથ પગ સાબુત રાખી વધારે કામ કરવુ જોઇએ અને સ્ત્રીઓનો બોજો આપણે ઓછો કરવો જોઇએ આમ કરીશુ તો આપણુ ગૃહ જીવન વધારે સુખી થશે પણ આ દલીલ નકામી છે સ્વચ્છતા રાખવા માટે કાળજીની જરૂર હોય છે, નહી કે વખતની

આ સ્વચ્છતાની બાબત વિચારી તેમાં સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, સાદો ખોરાક એવી બાબતો આવી જાય છે. સ્વચ્છ હવાની

વાત કરવી પડે છે કારણ આપણુ ગ્રામ્ય જીવન છિન્ન ભિન્ન થઇ ગયુ છે પરતુ આ જીવનનુ સૌદર્ય હજીએ ટકી રહેલુ છે આપણી ફરજ આમા નવો પ્રાણ મુકવાની છે ખોરાકની વાત કરતા રાંધવાના કામ વિષે વાત કરી જોઇએ આ કામ જેટલુ સહેલુ તેટલુજ અઘરૂ છે આમાજ સ્રીની ચતુરાઇ જણાઇ જાય છે યુરોપના લોકોએ બધુજ યત્રિક બનાવી દીધુ તેની સાથે ખાવાનુ પણ હોટલમા પતાવી દીધુ આના છાટાં આપણને સહેલાઇથી ઉડે એમ નથી કારણકે આપણી સસ્કૃતિ એટલી બધી દ્દઢ થઇ ગયેલી છે પણ આપણે આ કામને સ્હેજ નીચુ માનવા માંડયુ છે જાણવાની જરૂર છે કે આમાં કળા છે સ્રીની ખરી કેળવણી છે

બીજી કેટલીક સુદર વસ્તુઓ પણ આપણે ભુલવા લાગ્યા છીએ તેનો વિચાર કરીએ પ્રાતઃકાળે માથે તાંબાના બેડા મુકી પાણી ભરવા જતી પનિહારીઓના જીવનમા કેટલુ કાવ્ય છે ? અજાણે તેમને સ્વચ્છ હવા અને કસરત કરી મળે છે આખા ગામની સ્રીઓનો મેળો કુવે ભરાવાથી એક બીજાના અરસપરસ સબધને લીધે, મીઠીમીઠી વાતોને લીધે તેમની બુદ્ધી કેટલી તિક્ષણ થાય છે સવારનાં પહોરમા ઘેરઘેર ફુરનના સાથીયા પાડવાના રિવાજમા કેટલી સ્વચ્છતા-કેટલો ખુબી છે સૌદર્ય આજની કેળવણીથી થતા ખોટા ખ્યાલોથી આપણે બગાડી દઇએ તો મૂર્ખામા ખપીશુ. દળવાનુ, ખાડવાનુ, કપડા ધોવાનુ-આ કામો આ સુધરેલા જમાનામા નોકરોનાં ગણાવા લાગ્યા છે અરે તેથી કેટલુ નુકસાન થયુ છે ? આપણી સ્રીઓની સારિરીક શક્તિ કેટલી ક્ષીણ થઇ ગઈ

છે. આ બધી છેક સાધારણ વાતો આજે આપણે સમજાવી પડે છે કારણકે આપણે આપણી જાતને ભુલતા આવ્યા છીએ અને આપણા મગજમા સુધારાના વિચીત્ર ખ્યાલો ભરાઇ બેઠેલા તે હજી ગયા નથી

ભગિની નિવેદિતા એક જગ્યાએ લખે છે 'આજે કે ટુમિપક જીવનની પદ્ધતિમા કેટલાક સુધારા કરવાની જરૂર છે, આપણા જુના વિચારોમાં નવુ જીવન મૂકવાના જરૂર છે આજે હિંદી સ્ત્રીઓ રાંધી શકે છે, પણ સીવવાનુ ભૂલી ગઇ છે, કુથલીમા વખત ગુમાવે છે વૃદ્ધ સ્ત્રીઓ પહેલા કાન્તી અને આ સુતર વણકર પાસે લઇ જવામા આનંદ ગણતી આજે બિચારા વણકરને આવુ સુતર મળતુ નથી અને સ્ત્રીઓ મેન્ચેસ્ટરના યંત્રોમા બનેલી સાડીઓ પહેરે છે આજે જ્યા જુવો ત્યા સાબુએ, ગ્લાસશેટ અને કાચે ઘર ઘાલ્યુ છે દીવેલ અને માટી વિસારે પડે હિંદી સ્ત્રીઓનુ દૃષ્ટિબિંદુ વિસાગ કરવાનો આજે જરૂર છે" આ એક બેનના શબ્દો સાંભળી આપણી સ્ત્રીઓ જાગશે? પુરૂષોની ફરજ નથી કે આ વાત તેમની બનેોને, માતાઓને પત્નીઓને પહોચાડે? ખરી કેળવણી તો આવી વાતો સ્ત્રીઓને જાહેર કરવામાંજ છે

હવે એક મુદ્દાની વાત કહેવાની રહી જાય છે તે આપણા ગૃહસ્થ જીવનમા સયમની, બ્રહ્મચર્ય પાલનની ખરી કીમત આપણે આ જીવનમાજ આંકી શકીશુ માણસની કસોટી આમા છે આ બાબત પુરૂષે જેટલી ધ્યાનમા રાખવાની છે, તેટલીજ તેની પત્નીને સમજાવવાની છે. આપણુ જીવન સયમી થઇ જાય તેમાજ ખરુ ભણ-

તર આવી જાય છે. બાળ ઉછેરવા, ઓરડો વિગેરેનુ જ્ઞાન નિશાળો મારફતે નહી પરંતુ અનુભવની શાળામાંજ શીખાય.

પુનરૂક્તિના દોષે પણ એક વાત આપણા લોકે સમજવાની જરૂર છે તે કહી દઉએ આપણા લોકોને ધધો વરવાનો હોય કે એવો ગમે તે ઉત્તમ છે હાથ પગ સાબુત રાખવાથી આપણે સ્વતત્ર રીતે અને સચ્ચાઇથી રોટલો મેળવી શકીશુ આ જમાનો એવો આવ્યો છે કે જ્યારે આપણુ શરીર પ્રમાય, એ કામ કરતા આળસ કરીએ છીએ, અને બીજે વલખાં મારીએ છીએ પણ આમ કરવાથી ખાત્રી રાખજો કે તમારી સ્વતત્રતા તમે ગુમાવી બેસશો. હાથ પગ કસતા સ્ત્રીઓનુ કામ ઘટાડી વધારે મજુરી કરવી એ વાત જાણી લેવાથીજ આપણે ગૃહજીવન સુદર બનાવી શકીશુ

હવે રહયો અક્ષર જ્ઞાનનો સવાલ એક વખત એવો પણ હતો કે જ્યારે પોતાની સ્ત્રીને કુસુ સુન્દરી માફક કાગળ લખતા નહીં આવડે તેથી આપણા જુવાનો પોતાનુ નસીબ ફુટી ગયુ અથવા 'આ બૈરી તો સાવ નકામી છે' એવું માનતા આ વખત વીતી ગયો છે એક વખત સ્ત્રી કેળવણીનો વ્યવહારીક અભ્યાસ ક્રમ સોધવા હુ મથતો આ અભ્યાસક્રમ જોવો તે જોઇએ શ્રી કર્વેના વિદ્યાપીઠનો જોયો. મને કઇ સમજ ન પડી તે વખતે મને ખ્યાલ નહોતો કે અભ્યાસ ક્રમ સોધવો તે તો આ અમુલ્ય વસ્તુનુ શરીર જોવા સમાન છે. તેનો પ્રાણ તો જે જગ્યાએ સ્ત્રીને કેળવણી મળે તેના વાતાવરણમાં છે વળી સ્ત્રીઓનો શિક્ષક તેનો ભાઇ કે પતિ હોય તે સ્વાભાવિક છે. આ ભાઇ કે પતિ પુસ્તકો મારફતે ન શીખવે

પણ પોતાના વર્તનથી, પોતાના અનુભવથી વાતચીતો ઉપરથી, આવી આવી રીતે શીખવે, એજ ખરૂ વિદ્યામંદિર નથી ?

" અક્ષરજ્ઞાન વિના ન ચાલી શકે એ મારી દૃઢ માન્યતા છે અજ્ઞાનની કીંમત મે કોઇ દહાડો ઉચી આંકેલીજ નથી મે તો માત્ર તેને યોગ્ય સ્થાન આપવા પ્રયત્ન કર્યો છે એટલે જેમ પુરૂષને તેમજ સ્ત્રીને કેળવણી આપવી જોઇએ એમ હું નથી માનતો પ્રથમ તો સરકારી કેળવણી હાનિકારક ગણાયલી છે એ બન્ને વર્ગને ત્યાજય છે. તેની ખામીઓ દુર થાય તોપણ સ્ત્રીઓને સારૂ સર્વથા તે યોગ્યજ છે એમ હું ન કબુલ કરૂ ..આતર પ્રદેશના સ્ત્રીનું પ્રાધાન્ય છે તેને ગૃહ વ્યવસ્થા, બાળકોની માવજત, તેઓની કેળ· વણી વગેરે વિષયોમા સ્ત્રીને સારૂ વિશેષ જ્ઞાન જોઇએ. મને તો લાગ્યુ છે કે આપણા સાધારણ કામમાં સ્ત્રી અથવા પુરૂષ બેમાંથી એકને સારૂ અંગ્રેજી આવસ્યક નથી "

આપણે જયારે સ્ત્રીઓના ભણતરની, અક્ષરજ્ઞાનની વાતો કરીએ ત્યારે આ વિચારો હમેશાં રાખીએ, અને આપણે આપણી સ્ત્રીઓને જોઇએ તેટલુ અક્ષરજ્ઞાન તો જરૂર આપીયે, તેમાં ચુકીએ નહી તો આપણને ઘણો લાભ થશે, એ નિ:શક છે. લખવુ, વાચવુ અને ગણવુ એટલુ તો જરૂર આપણી કન્યાઓને શીખવવુ એવો આગ્રહ રાખવોજ. આજ રસ્તો આપણું ગૃહજીવન સુદર અને સુખી કરવાનો છે ગૃહ જીવન એ જ્ઞાતિ સુધારણાનો પાયો છે આ પાયો કાચો હશે તો જ્ઞાતિ સુધારણાની વાતો ફાફા છે. ઉપર જણાવેલી બાબતો જેટલી સાધારણ, આંધળાને સુઝે એવી છે તેટલીજ

આવશ્યક, હમેશ ધ્યાનમા રાખવા જેવી છે આપણે હમેશની રહેણી કરણીના આવા સાદા નિયમો પાળીશુ તોજ આપણુ જીવન સારા અને સુખી થશે, મોટીમોટી વાતો કરવાથી નહી વાચનાર, ઉપર આ સાદા નિયમો આપણે સાભળી ગયા છીએ તે સાદા છે તેવીજ સુખકર છે, વ્યવહારિક છે એટલે આ નિયમો પ્રમાણે આપણે વર્તીશુ તો ગ્નાત સુધારણાના પ્રશ્ના આપોઆપ ઉકેલાઇ જશે અને શ્રી જૈન મિત્ર મડળનુ કામ સફળ થયા વગર રહેશે નહિ તો कर्मण्येवाधिका रस्ते मा फलेषु कदाचन । એ ઉક્તિ સભાળી આપણે મન મેળવીશુ.

---

# વારસીક અહેવાલ.

આ મડળને આજે ત્રણ વરસ પુરૂ થાય છે, તો આપણે આ મડળે શુ કામ કર્યુ, તેની તપાસ કરવી જોઇએ વરસ દીવસની આખર સુધીમા શુ કામો થયા અને હવે ચોથા વરસની શરૂઆત કેવી રીતે કરવી જોઇએ ત્રીજુ વરસ આ મડળનુ સારી રીતે પ્રસાર થયુ તે માટે આપણે એને મુબારકબાદી આપવી જોઇએ એવીજ રીતે ચોથુ વરસ પણ શાંતીથી પ્રસાર થાય

ત્રીવારસીક ત્રણ સભા અને આની સાથે ચાર સભા મળી હતી.

પહેલી સભા શા નથુભાઇ મનજી ખીશીમોરાવાળાના પ્રમુખ પણા નીચે મલી હતી તેમા આવેલા લેખોની વીગત—

કેળવણી ફંડ તથા નિરાશ્રીત ફંડ છે તેમાંથી ફંડના પ્રમાણમા માગણી હોય તેમને યોગ્ય રકમ અપાય છે. હવે મંડળની ત્રણ મીટીંગો આ વરસમા થઇ ગઇ છતા કોઇ પણ ભાઇઓ તરફથી કોઇ સુચના કરી દેખાડવામા આવી નથી કે મંડળે આ રીતે નહી તો અમુક રીતે કામ કરવુ જોઇએ છતાં હવે પછી પણ જે સુચના કરવામા આવશે તો તે બહાર મુકવામા આવશે બાકી ખાલી બોલ્યાજ કરવુ કે કોઇ થયુ નથી અગર કાઇ કર્યુ નથી એનો અર્થ તો એજ પરમાર્થના બહાના નીચે સ્વાર્થ. કોઇ એક માણસ પ્રથમ એક ધંધો લઇ બેશે તે પોતે તેમા સારી રીતે પેદા કરે છતા લોકોમા તેની વાહવાહ અને કીર્તી ઘણાજ જોરથી ગાજી ઉઠે નહી એટલા માટે તે કીર્તી ગજાવવા જે ધંધાથી કીર્તી ગાજી ઉઠતી હોય તે ધંધો લઇ બેસે પછી ભલે તેમાં ગમે તેમનુ થતુ હોય અગર કરવુ પડતું હોય માટે કોઇ પણ કામ ફરજ પાડીને કરાવવા કરતાં પોતે સારૂ નબળુ સમજી ને ફાયદો કે નુકસાન જોઇને કરે તે માટે પ્રથમ વીચારની જરૂર હોય છે પ્રથમ માણસોના વિચાર પલટાયા સિવાય જો કદાચ આચાર પલટાય તો તે વધારે લાંબો વખત કદાચજ ટકે પણ જો પ્રથમ વીચાર ફરીને આચાર ફરે તો તેમા ઘણી મજબુત અસર કાયમ રહે. માટે જબરજસ્તીથી કોઇ રીતભાત ફેરવવા કરતાં ફાયદા કે ગેરફાયદા સમજીને જેઓ ફેરવે તેજ લાંબો કાળ નભશે. (જે જેટલું સમજી શકે અને તે મુજબ ચાલવાની જેટલી તાકાત કેળવી શકે તેના પ્રમાણમા તે પોતાનુ નીશ્ચિત કાર્ય સરળતાથી કરી શકે છે) માટે પ્રથમ વીચાર ફેરવવાની જરૂર છે તે પતા તેની સાથે સાથેજ આચાર ફરી જશે. ન્યાતના જમણોથીજ કે

ઉદ્યા વહેવારથીજ ઉન્નતિ નથી પણ વિદ્યા વેપાર કે ઉદ્યોગ હુન્નરમાં આગળ વધવાથીજ ઉન્નતિ થશે. બાકી વાતોની વડવાડગા વાતોજ રહેશે માટે કઇ બાજુ આગળ જવુ છે તેનો વીચાર કરો।

મડળના વિચારોની અસર કેવી રહે છે, તેનો ખ્યાલ આગલા કામોમા તપાસવાથી મળશે. જો કે મડળે

મડલના વિચારોની અસર મરણ પાછલ જમણવાર નિષેધના બાબતમા બહુ લખાણોથી વીચારો બહાર પડ્યાં તેને

સહાર્યાએ આમલમાં મુક્યા અને કેટલીક રિતોથી ત્રણ ૨ નમા દરેક ખુલાસો કરી નાખસે. તેમા એટલુ તો માનવાને ખાસ કારણ છે. કે જમણ કરવુ તે ગેરવાજબી છે એવા વિચારોને લઇને કરી શકતા નથી છતા હવે સ્હેલી મુદતમાં એનુ વર્તન કેવી રીતે થાય તે જોસો એટલે વિશેષ મનને સપાદન થશે.

આ મડળનો છેલ્લો રીપોર્ટ આપને મળ્યેથી આ મડળનુ ત્રીજુ વરસ સમાપ્ત થશે તે પ્રસગે નવા વરસની શરૂઆતી વાસે આપને કાઇક જણુ આપવી અસ્થાને નહી ગણાય

હવેથી વાર્ષિક સભા ભરવાનુ ઠરાવ્યુ છે તેથી એવો સંશય લેસનુ કારણ નથી કે ચાર સભા ભરવાને

વાર્ષિક સભા

અશક્તિ છે પરતુ ખરી જરૂરીયાતને પ્રસગે નિયમિત સભાને લઇને બોલાવી શકતી નથી એટલે હવેથી ખરી જરૂરીયાતે આઠ દિવસ અગાઉ ખબર આપી ગમે તે વખતે અને જરૂર પડે તેટલી મીટીંગ બોલાવવામાં આવશે.

**સભાસદો પ્રત્યે**

દરેક બધુઓએ પોતાની ફરજ સમજી પોતાના ગામ તથા સમા સહોદર બધુઓમા આપણા ભાઇઓને સમજાવી સભાસદો વધારવા તેમજ શ્રીમત અને ઉદાર ગ્રહસ્થોને પોતે પોતાની યથાશક્તિ મદદ કરવા અમારી ખાસ વીનતી છે, જે ધ્યાનમા લઇ સુગ્ન બધુઓને જરૂર પોતપોતાની યથા શક્તી મદદ કરવા વીનતી છે જે ધ્યાનમા લઇ દરેક બધુઓ જરૂર મદદ કરશે

**उपकार**

જે ગ્રહસ્થોએ આ મડળમા પોતે સભાસદ થઇ તેમજ બીજાને સભાસદ કરી આપીને બીજા ફંડોમા મદદ કરી તથા લેખો આપી આ મડળને જે મદદ કરી છે તે માટે આ મડળ અતકરણથી આભાર માને છે અને નવા વરસમા પોતાથી બનતી મદદ જરૂર આપશે એવી આશા રાખે છે.

શાલ ૧૯૭૮ના ભાદરવા વદ ૧ થી સાલ ૧૯૭૯ના ભાદરવા વદ ૧ સુધીમા મદદ આપનાર ગ્રહસ્થોના નામો.

| | |
|---|---|
| | વાર્ષિક મેમ્બરો |
| લાઇફ મેમ્બર જીંદગી સુધીના | શા. ભીખાજી વનાજી ખુસુસરેલ |
| શા. મોહન ખુશાલજી આમધરા | ,, કેશવલાલ ડાહ્યાભાઇ અમલસાડ |
| ત્રણ વરસના | ,, ફકીરચદ લાલચદ ,, |
| શા. ગાભચદ દુલભજી કાલીયાવાડી | ,, ભીખાજી જેઠાજી ,, |
| વાર્ષિક મેમ્બર | ,, નાથુભાઇ ગોવીદજી ,, |
| શા. મગનલાલ જેચદજી નવસારી | ,, રતનચદ રામચદ ,, |
| ,, નથુભાઇ મનજી બીલીમોરા | ,, ફુલચદ લાલચંદ ,, |

| | |
|---|---|
| શા ઘેલાભાઇ કુંવરચંદ ખીજીમોરા | શા. મણીલાલ નાનચંદ અમલસાડ |
| ,, ચુનીલાલ મગનજી મહુવા | ,, વખતચંદ કેસરાજી ,, |
| ,, પદમાજી નાથાજી સરભણ | ,, મગનુ બાલુજી ,, |
| ,, ડાયાભાઇ વીરચંદ એના | ,, કલ્યાણ દુલભજી ,, |
| ,, ઉમાજી કપુરાજી કડચગીયા | ,, મગનલાલ તલકચંદ ,, |
| ,, અમરચંદ દુલભજી ,, | ,, મગનલાલ દુલભજી |
| ,, મોતીચંદ દલાજી સીસોદરાવાળા મુબઈ | ,, મગનલાન નથુજી |

નિરાશ્રીત ફંડમા મદદ આપનાર ગૃહસ્થોના નામ તથા આપેલી રકમના નામ—

૨૫-૦-૦ શા ખીમચંદ રુપાજી પુનાવાલા તરફથી હા. નાથુભાઇ ગોવીંદજી

કેળવણી ફંડમા રકમ આપનાર ગ્રહસ્થોના નામ તથા આપેલી રકમના નામ—

૨૫-૦-૦ શા ખીમચંદ રુપાજી પુનાવાલા તરફથી હા. નાથુભાઇ ગોવીંદજી

૨૫-૦-૦ ,, લાલચંદ મોતીચંદ અમલશાડવાલા તરફથી હા. ફુલચંદ લાલચંદ.



# શ્રી જૈન મિત્રમંડળ—અમલસાડ.

## સંવત ૧૯૭૮ ના ભાદરવા વદ ૧થી સંવત ૧૯૭૯ના ભાદરવા વદ ૧ સુધીનું.

### "આવકજાવકનું સરવૈયું."

**જ**

૬૮૪-૫-૬ મંડળના વારસીક તથા લાઈફ મેમ્બર ફીના

૫૬૮-૫-૬ ગયા વરસના શી

૫૬૮-૫-૬ નંગેની વીગતના

૧૦૧-૦-૦ લાઈફ મેમ્બર ૧ના

૧૦-૦-૦ રાયચંદ દુલભજી કાળીયા વાડીવાલા વર્ષ રેના

૫-૦-૦ ચાલુ વરસના રાયચંદ દુલભજી

**ઉ**

૬૧૩-૧૦-૦ શ્રી છપાઈ હેવાલની બુકો છપામણી કાગળ પોસ્ટેજ પારસલ સ્ટેસનરી વીગેરેના ખરચના

૫૦૧-૮-૦ શા વખતચંદ કેશરાજીને ખાતે

૩૦૦-૦-૦ શા મગનલાલ દુલભજીને ખાતે

૫-૮-૦ ,, નાનચંદ નેમાજી સરભોણ

૫-૦-૦ ,, ગોવન રામજી કડચલોયા

૫-૦-૦ ,, વીરચંદ ઉમાજી ,,

૫-૦-૦ ,, વીરચંદ પરાગજી આમધરા

૫-૦-૦ ,, મગનલાલ હરજીવન મણુંદેરી

૫-૦-૦ ,, મણીલાલ નાનચંદ ગામ અમલસાડને ખાતે ઉધાર

૫-૦-૦ ,, ભીખા વનાજી ગુણુશૈલરાજાને ખાતે

જ

૪૫૩-૫-૬ સભાસદ તથા સભા ૫૮ ખાત- માં તથા વ્યાજ ખા- તામાથી ખર્ચતા જમા

૧૧૫-૮-૦ ચાલુ વરસનાં મેમ્બર શીના

૧૪૭-૦-૦ શ્રી કેળવણી ફંડમા આવેલી રકમ

૯૬-૦-૦ આગલી

૫૧-૦-૦ ચાલુ વરસમા આ- વેલી તે

૯૬-૨-૦ શ્રી નીરાશ્રીત ફંડમા આવેલી રકમ

૭૧-૨-૦ આગલી

૨૫-૦-૦ ચાલુ વરસમા આ- વેલી તે

૨૭-૦-૦ શ્રી વ્યાજ ખાતે જમા

---

૮૫૪-૭-૬

ઉ

૫-૦-૦ „ ડાયા વીરચંદ એનાવાળાને ખાતે ઉધાર

૦-૯-૬ રોકડી સીલક

---

૮૫૪-૭-૬

# "સેવા—ધર્મ"

(ગઝલ)

પ્રભુને સર્વથી પ્યારો, સકળ સંતાપ હરનારો,
અનેરી સિદ્ધિ દેનારો, અમારો ધર્મ છે સેવા
પરસ્પર સ્હાય થાવાના, પ્રભુતા પ્રીતીથી સ્થાપી,
હૃદે સમ ભાગીથી વ્યાપી, સુહાવીશું સદા સેવા,
જીવનની યજ્ઞ વેદીમાં, અમારી આહુતી આપી,
ગુલામી બંધ તો કાપી, કરીશું સ્નેહથી સેવા.
ગ્રહીને ઉચ્ચ આદર્શો, કસોટી તીવ્ર સ્હેનારા,
અચળ ઉત્સાહ ધરનારા, સ્મરીશું ચિત્તમાં સેવા.
ગહન છે માર્ગ સેવાનો, અગમ છે ધર્મ સેવાનો,
મધુરો મંત્ર એ માન્યો, જપીશું સર્વદા સેવા
હૃદયમાં ઐક્યવ્રત સાધી, અમારૂં કાર્ય કરવાના
દુ:ખીના કષ્ટ હરવાના, કરી નિષ્કામથી સેવા.
હૃદય સંકલ્પની શક્તિ, સમર્પી દીધી પરહિતમાં,
નિરંતર હે પ્રભુ ! ચિત્તમાં, વધારો વિશ્વની સેવા.



## સ્થાનિક કાર્યવાહકો.

સેક્રેટરીની ચુટણી કરવામાં આવી હતી તેમા સર્વાંનુમતે શા. નથુભાઇ ગોવીંદજીને ચુટવામા આવ્યા હતા.

| | | |
|---|---|---|
| ૧ | શા નાથુભાઇ ગોવીંદજી | સેક્રેટરી |
| ૨ | શા ફુલચંદ લાલચંદ | મેમ્બરો |
| ૩ | શા રાયચંદ ભીખાજી | મેમ્બરો |
| ૪ | શા લલ્લુભાઇ રામચંદ | મેમ્બરો |
| ૫ | શા વખતચંદ કેશરાજી | મેમ્બરો |
| ૬ | શા. મગનલાલ ફુલમજી | ખજાનચી |

જૈન મિત્રમંડળ—અમલસાડ.

---

## જુના સભાસદોને વિનતિ.

અગાઉના તથા ગયા વરસના સભાસદોમાં જેની પાસે લવાજમના પૈસા હજુ બાકી છે તે હજુ મોકલી આપ્યા નથી માટે મોકલી આપવા જુના સભાસદો પાસે બાકી છે તેઓને ખાતે રૂ. ૫-૦-૦ ઉધારવામા આવેલ છે. ચાલુ વરસના સભાસદના રૂપીયા પાંચ મોકલી આપવા મેહેરબાની કરશો.

શ્રી જૈન મિત્રમંડળ—અમલસાડ

# મદદ કરો! મદદ કરો!!

તમારા દાનનાં ઝરણાં, વહે છે માર્ગ અવળે તે,
કમી કરવા બદલ બીજા, નવા કૂપો ઉમરે તે,
હવે તે દાનનાં ઝરણાં, અનુકૂળ ક્ષેત્રમાં વાળો
જમાનો જેમ બદલાયો, સુધારો દાનનો ધારો

**જૈનજ્ઞાતિની ગરીબ હાલત જોઇને તમારૂં હૃદય કંપી ઉઠતું હોય, તમારાં આશાભર્યાં બાળકોનું જીવન અજ્ઞાનતામાં પટકાઇ મરતું જોઈ તમારૂં હૃદય બળતું હોય**

**તો**

કોઇપણ ધર્માદા કહેલી રકમ ખર્ચતી વખતે, પુણ્ય દાન કે ધર્મ કરતી વખતે, પિતા કે વડીલના સ્મરણ ચિન્હ તરીકે, લગ્ન ખુશાલીના પ્રસંગે જુજ રકમ પણ જૈનમિત્ર મંડળના ફંડમાં મોકલવા ચુકશો નહી.

દરેક દાનનો સ્વીકાર થાય છે જ્ઞાતિમાં કેળવણી પ્રચારના માગે તેમજ યથાશક્તિ નિરાધાર કુટુંબોની મદદ કરવામાં બધી રકમ વપરાય છે.

આજેજ લખો —

સેક્રેટરી, જૈનમિત્રમંડળ—અમલસાડ



# શ્રી જૈન મિત્રમંડળ—અમલસાડ.

## મંડળના ફંડો અને ઉદ્દેશો

**મંડળના મેમ્બર ફંડમાં**—આ ફંડમાં આવેલી રકમમાંથી મંડળને નિભાવવામાં આવે છે અને મેમ્બર થનાર દરેક બન્ધુઓની મંડળના કાર્યો ચલાવવામાં તેમની સલાહ લેવામાં આવે છે.

**જૈન કેળવણી મદદ ફંડમાં**—આ ફંડમાંથી જૈન બાળક બાળકીઓને સ્કોલરશીપ, પુસ્તકો, અને કેળવણીના ઇનામ કાર્યોમ મદદ કરવામાં આવે છે.

**જૈન નિરાશ્રીત ફંડમાં**—આ ફંડમાંથી તદન અપંગ અને ગરીબ તથા વયોવૃદ્ધ જૈન બાઇઓને તથા [illegible] નિભાવ ચલાવવા માટે મદદ કરવામાં [illegible]

ઉપરના ફંડોમાં [illegible]

આપવા [illegible]